ૐ શ્રી

# સ્વામિ ભક્તિ

અથવા

## બાજી દેશપાન્ડે

: પ્રકાશક :

બાપુલાલ બી. નાયક.

માલિક-મુંબઇ ગુજરાતી નાટક મંડળી.

રાજકોટ-[illegible]ટન થીએટર

આવૃત્તિ ૨ જી ]                    [ પ્રત ૩૦૦૦



આ ચોપડી જૈન એડવોકેટ પ્રીન્ટીંગ પ્રેસમાં વાડીલાલ બાપુલાલ શાહે છાપી. ઠે. ઘીકાંટા-અમદાવાદ.

સંવત ૧૯૮૭                    ઈ. સ. ૧૯૩૧

મૂલ્ય રૂ. ૦-૪-૦

# પાત્ર પરિચય.

## પુરૂષ પાત્ર

છત્રપતિ શિવાજી— મહારાષ્ટ્રના મહારાજા.

સરદાર બાજી દેશપાન્ડે—શિવાજીના સેનાપતિ.

હીરોજી— શિવાજીનો જાસુસ.

કાલોજી— સાવંતવાડીનો સામંત. દેશદ્રોહી.

સુલતાન આદીલશાહ—વીજાપુરનો સુલતાન.

સીદીજોહર— સુલતાનનો સેનાપતિ.

સરદાર ફાજીલ— સરદાર અફઝલખાનનો પુત્ર.

હાસમ }
કાસમ } વીજાપુરી ફોજના અફસરો

કાનોજી— મરાઠા જાસુસ.

અમ્માજી— મરાઠા સરદાર.

## સ્ત્રી પાત્રો.

માતા જીજાબાઇ—શિવાજી મહારાજનાં માતુશ્રી.

ગજરા— હીરોજીની પત્ની કાલોજીની બ્હેન. વીરનારી.

પુતળા— કાલોજીની પત્ની. હીરોજીની બ્હેન.

તુલશી— કાનોજીની સ્ત્રી.

તદ્દુપરાંત—સૈનિકો, વારાંગના, દરબારી, વજીર ઈત્યાદિ

સ્થળ—પન્હાળગઢ, વિશાળગઢ અને તેની આસપાસનું જંગલ.

# સ્વામિ ભક્તિ

અથવા

## બાજી દેશપાન્ડે.

---

### અંક ૧ લો.

#### મંગળાચરણ ને વસ્તુસૂચન.

#### દશ્ય ૧ લું—વીજાપુરમાં આદિલશાહનો દરબાર.

છત્રપતિ શિવાજીના વધતા જતા બળને અટકાવવા અને તેમને પરાસ્ત કરવા સુલતાન આદિલશાહ પોતાના વજીર સાથે મસલત ચલાવે છે. વજીર. સીદીજોહરને સૈન્ય સાથે મોકલવાની સલાહ આપે છે. સુલતાન, સીદીજોહરને બોલાવી તેને શિવાજી પર ચડાઈ કરવા હુકમ કરે છે. ત્યાં જાસુસ હીરોજીને સરદાર ફાજીલ કેદ કરીને લાવે છે, હીરોજી પાસેથી મળેલો પત્ર. સુલતાન, કાલોજી પાસે વંચાવે છે અને તેમની બાતમી મેળવવા હીરોજીને પ્રશ્ન પૂછે છે, હીરોજી નિડર બની કંઇ પણ જવાબ આપતો નથી, તેથી ક્રોધે ભરાઇ સુલતાન હીરોજીને મ્હોતની શિક્ષા ફરમાવે છે. ત્યારબાદ દેશદ્રોહી કાલોજી હીરોજીને કલંકિત ઠરાવવા અને પોતાનો સ્વાર્થ સાધવા પ્રપંચ ખેલે છે, હીરોજી પાસેથી મળેલો પત્ર લઈ તે સરદારબાજી દેશપાન્ડેનો વિશ્વાસ મેળવવા જાય છે. અને હીરોજીને પણ મુક્ત કરાવતો જાય છે. ત્યાર બાદ સીદી જોહર શિવાજી પર સૈન્ય લઇ ચડાઇ કરવા રવાના થાય છે, તેની સાથે સરદાર ફાજીલ પોતાના

પિતા અફઝલખાનના ખૂનનો બદલો લેવા સુલતાનની આજ્ઞા લઈ સીદીજૌહર સાથે જાય છે.

દશ્ય બીજું—રસ્તો.

વીજાપુરના દરબારમાં ગયેલા પોતાના સ્વામિની વાટ જોતી કાલોજીની પત્ની પુતળા સાથે હીરોજીની પત્ની ગજરાની મુલાકાત બન્ને વચ્ચે સૈનિક અને દરબારી. આ બન્નેમાં શ્રેષ્ઠ કોણ એ વિષે વાદવિવાદ. ત્યાં કાલોજીનું આવવું તેની પાછળ કાલોજીના પ્રપંચથી મુક્ત થયેલા જાસુસ હીરોજીનું આવવું અને કાલોજીને જોઈ ગુસ્સે થવું દેશદ્રોહી કાલોજી અને દેશ ભક્ત હીરોજી વચ્ચે ગરમાગરમ તકરાર, ગજરા વચ્ચે પડી હીરોજીને શાન્ત કરી ઘેર લઈ જાય છે, ત્યાર પછી કાલોજી પોતાની ભોળી પત્ની પુતળાને પોતાના કાવત્રામાં સામેલ કરી હીરોજીના ઘરની બાતમી મેળવવા મોકલી પોતે મરાઠા સેનાપતિ સરદાર બાજી દેશપાન્ડે પાસે જાય છે.

દશ્ય ૩ જું-સરદાર બાજી દેશપાન્ડેનું મસલત ભુવન.

મરાઠા સરદાર અજાજી સાથે બાજી દેશપાન્ડે મસલત કરે છે, ત્યાં કાલોજી આવી હીરોજી વિરૂદ્ધ બાજીને ઉલટું ભંભેરે છે. સેનાપતિનો ક્રોધ, હીરોજીને બોલાવી વીજાપુરના દરબારમાં શું બન્યું તેની હકીકત પૂછે છે, હીરોજી બનેલી બીના જણાવે છે. બાજી સંદેહમાં પડી ઉશ્કેરાય છે અને હીરોજીનું અપમાન કરે છે. હીરોજી પોતાની સત્ય નિષ્ઠા પર થતા પ્રહાર સહન કરી શકતો નથી અને સેનાપતિનું અપમાન કરે છે. બાજી તેને દેહાંત દંડની શિક્ષા ફરમાવે છે. પરંતુ હીરોજીની પત્ની

ગજરા આવી સેનાપતિ પાસે પોતાના પતિને બચાવવા ભિક્ષા માગે છે, ઉદાર સેનાપતિ હીરોજીને પન્હાળગઢથી જતા રહેવાની આજ્ઞા કરી તેને પ્રાણ દાન આપે છે.

## દૃશ્ય ૪ થું—પન્હાળગઢ પાસેનું જંગલ.

જાસુસ કાનોજી તથા તેની સ્ત્રી તુલશી ઉસ્તાદ અને ગાનારીના વેષમાં શત્રુની છાવણી પાસે આવે છે, ડરપોક કાનોજીને તુલશી હિંમત આપે છે ત્યાં હાસમ અને કાસમ નામના વીજાપુરી ફોજના બે અફસરો કાલોજી તરફથી ગુપ્ત બાતમી મેળવવા આવે છે. ફરીથી હાસમ ને તુલશી બનાવે છે ને શિવાજી મહારાજ વિશાળગઢ જવાના છે એવી ખોટી બાતમી આપી ચાલી જાય છે, ત્યારબાદ પુતળા આવી તેમને ખબર આપે છે કે શિવાજી વિશાળગઢ જવાના નથી પણ પન્હાળગઢમાંજ રહેવાના છે. માટે તમે સીપેહ સાલાર જોહરને આ બાતમી પહોંચાડો અને બરતરફ કરેલા જાસુસ હીરોજીને તમારા પક્ષમાં ભેળવી લેજો આ બાતમી આપી પુતળા ચાલી જાય છે, અને મરાઠા જાસુસ ખેલોજીને જોઇ હાસમ તેની પૂઠ પકડે છે.

## દૃશ્ય ૫ મું—હીરોજીની ઝુંપડી.

પોતાના થયેલા અપમાનથી ઉશ્કેરાયલો હીરોજી સેનાપતિ પર વેર લેવાનો વિચાર કરે છે અને દુશ્મનોના પક્ષમાં સામીલ થવા તૈયાર થાય છે. વીરાંગના ગજરા તેને સ્વામિભક્તિ અને સ્વદેશસેવા છોડી દેશદ્રોહી ન થવા વિનવે છે, ત્યાં ઘવાયેલો જાસુસ ખેલોજી આવી પોતાને છુપાવવા હીરો

જીને કહે છે ગજરા તેને છૂપાવે છે, ત્યાં હાસમ કાસમ આવી હીરોજીને ખેલોજીના સંબંધમાં પૂછે છે, હીરોજી તેમને ઉંધું સમજાવી બીજે રસ્તે રવાના કરે છે. ત્યારબાદ ખેલોજી સમાચાર આપે છે કે શત્રુસૈન્ય પન્હાળગઢપર ચડી આવે છે માટે સેનાપતિને ખબર આપો; હીરોજી સેનાપતિ પાસે જવા માટે ના પાડે છે પણ ગજરા તે સમાચાર પહોંચાડવાનું વચન આપે છે. ત્યાર બાદ ખેલોજીનું વીર મૃત્યુ. હાસમ કાસમ ફરી ત્યાં આવે છે અને હીરોજીને ઓળખી પોતાના પક્ષમાં ભેળવવા તેને લઈ જવા તૈયાર થાય છે આ સમયનો લાભ લઈ વીરનારી ગજરા સેનાપતિને સમાચાર આપવા ચાલી જાય છે. હીરોજી તથા હાસમ કાસમ તેને નાસતી જોઈ તેની પુંઠ પકડે છે. (સીન ટ્રાન્સફર)

**દૃશ્ય ૬ ઠું—પન્હાળગઢનો કિલ્લો.**

સેનાપતિને સમાચાર આપવા જતી ગજરા દોડતી આવે છે. મુસલમાન સિપાઈઓ તેની પાછળ પડે છે. વીરાંગના રસ્સીના આધારે કિલ્લાપર સહીસલામત પહોંચી જાય છે.—શત્રુ સૈન્યની નિરાશા.

ડ્રોપ.

---

# અંક ૨ જો.

## દૃશ્ય ૧ લું–પન્હાળગઢ પર શિવાજી મહારાજનો મહાલય.

અન્નાજી તથા સેનાપતિ વાતચીત કરે છે ત્યાં એલોજીએ કહેલા સમાચાર પહોંચાડવા ગજરા આવે છે. ગડબડ સાંભળી છત્રપતિ શિવાજી આવી ગજરાને પ્રશ્ન કરે છે. ગજરા શત્રુસૈન્ય પન્હાળગઢ પર ચઢી આવે છે તેની બાતમી આપે છે. પોતાના પર આવેલા આ સંકટમાંથી મુક્ત થવા છત્રપતિ શિવાજી સેનાપતિ બાજીને હીરોજી વિષે પૂછે છે. બાજી બનેલી બીના જણાવે છે. છત્રપતિની નિરાશા. બાજીને શિવાજી મહારાજ સમજાવે છે કે હીરોજીની મુખમુદ્રા મારા જેવી જ હોવાથી જો તે અહીં પાછો આવે તોજ આ સંકટમાંથી મુક્ત થઈ શકાય. બાજી. ગજરા સાથે હીરોજીને પાછો કિલ્લાપર લાવવા શત્રુની છાવણી તરફ જાય છે.

## દૃશ્ય ૨ જું–વીજાપુરી છાવણી.

ફિકી હાસમ વારાંગનાઓ સાથે રંગરાગ કરે છે, ત્યાં પુરૂષ વેષમાં કેદ પકડાયેલી ગજરાને લઈ સૈનિકો આવે છે. હાસમ તેની ઝડતી લે છે. ત્યાં તે સ્ત્રી છે એમ જાહેર થાય છે હાસમ તેના પર આશક થાય છે. ગજરા તેને બનાવી હીરોજીને અહીં બોલાવો એમ કહે છે. હીરોજીનું આગમન. પોતાની પત્ની પર હાસમની બદનજર જોઈ હીરોજી ઉશ્કેરાઈ હાસમને ઘા કરે છે. સૈનિકો સાથે અથડાઅથડી. ત્યાં બાજી સેનાપતિ તેની મદદમાં આવી સૈનિકોને નસાડે છે. ત્યારબાદ બાજી હીરોજી સન્મુખ જાહેર થઈ તેને કિલ્લા પર આવવા વિનવે છે. પોતાનું અપમાન કરનાર

બાજીને જોઈ હીરોજીનો ક્રોધ. ગજરા તેને સમજાવે છે અને વસ્તુ સ્થિતિથી વાકેફ કરે છે. સ્વામિભક્ત હીરોજી છત્રપતિ શિવાજીને સંકટમુક્ત કરવા તેમની સાથે પન્હાળગઢ જાય છે.

**દ્રશ્ય ૩ જું—જંગલ.**

જાસુસી કરવા નીકળેલ તુલશી અને કાનોજી વચ્ચે વાતચીત. ડરપોક કાનોજીનો ગભરાટ અને પુરૂષ કરતાં સ્ત્રી વેષમાં રહેવાનું હજાર દરજ્જે સારૂં છે એવી કાનોજીની માન્યતા. તુલશી અને કાનોજીનો કામરૂદેશાય શૃંગાર અને કાનોજીને બાયડીનાં કપડાં પહેરાવવાં. ત્યાં તેમને શોધતો હાસમ આવે છે. તુલશી નાસી જાય છે. કાનોજી પકડાય છે. ઇશ્કી હાસમ તેના પર આશક થાય છે. ડરપોક છતાં ચાલાક કાનોજી તેને બનાવે છે અને નાસી જાય છે. ત્યાં કાસમ નાસી જતી તુલશીને કેદ પકડી લાવે છે. અને દુશ્મનની જાસુસની સીપેહસાલાર પાસે લઈ જવા તૈયાર થાય છે. પરંતુ ઇશ્કી હાસમ તેને કાસમ પાસેથી છોડાવી પોતાની સાથે લઈ જાય છે.

**દ્રશ્ય ૪ થું—કાલોજીનું મકાન.**

કાલોજીના હવાઈ કિલ્લા. પુતળા આવી ખબર આપે છે કે હીરોજી પાછો કિલ્લામાં આવ્યો છે. આ સમાચાર સાંભળી દુષ્ટ કાલોજીનો ગભરાટ અને પુતળાને ખરી બીના જાણવા ગજરા પાસે મોકલવી.

**દ્રશ્ય ૫ મું-છત્રપતિ શિવાજી મહારાજનો મહાલય.**

બાજી આવી શિવાજી મહારાજને હીરોજીના આગમનના શુભ સમાચાર આપે છે. બુદ્ધિમાન શિવાજી

દુશ્મનોને થાપ આપવા સુલેહનો વાવટો ચડાવે છે અને બાજીને આજ્ઞા કરે છે કે હીરોજીને મારો રાજકીય પોષાક પહેરાવી મારે બદલે તેને શત્રુ સૈન્યમાં મોકલો અને વિશાળગઢ જવાની આપણી તૈયારી કરો. અને તે સાથે સ્વામિભક્ત હીરોજીની વીર પત્નીને દિલાસો આપો. શિવાજી મહારાજ આજ્ઞા કરી ચાલ્યા જાય છે; ત્યારબાદ બાજી હીરોજીને મહારાજની આજ્ઞા સંભળાવી તેને પોષાક પહેરવા મોકલે છે અને ગજરાને બોલાવી શિવાજી અને હીરોજીની મુખમુદ્રા એક સરખી હોવાથી શિવાજીને બદલે હીરોજીને મ્હોંતના મુખમાં મોકલવા ભિક્ષા માગે છે. વીરનારી ગજરા સ્વામિભક્તિમાં સૌભાગ્યનું બલિદાન કરે છે. ત્યારબાદ કેદી અવસ્થામાં કાલોજી ત્યાં આવે છે. બાજી તેને ધિક્કારે છે અને કેદખાનામાં મોકલે છે. હીરોજી અને ગજરાનું કરૂણ મીલન અને માલિક માટે આત્મસમર્પણ કરવા વીર હીરોજીનું ગમન. ગજરા મૂર્છિત થાય છે.

ટેબ્લો.

# અંક ૩ જો.

## દશ્ય ૧ લું—વીજાપુરી છાવણી.

સુલેહ થવાની હોવાથી હાસમકાસમની ખુશાલી અને સુલેહની શરતો નક્કી કરવા જવું.

## દશ્ય ૨ જું—સીદ્દી જોહરનો શમીયાનો.

સરદાર ફાજીલ અને સીપેહસલાર સીદ્દી જોહર વચ્ચે બાટાબાટ ફાજીલનું બાપનું વેર લેવા ઉશ્કેરાવું અને સીદ્દી જોહરનું તેને સમજાવું કે સાહસ કરવામાં સાર નથી. એટલામાં સ્વામિભક્ત હીરોજીનું છત્રપતિના પોષાકમાં સુલેહ કરવા આવવું. બન્ને પક્ષની વાતચીત, સીદ્દી જોહરની ભારે શરતો હીરોજી માન્ય કરતો નથી તેથી સીદ્દી જોહર કેદ કરવાનું ફરમાન કરે છે, સ્વમાની હીરોજી સામે થાય છે ત્યાં પુતળા આવી કાલોજી કેદ પકડાયો છે માટે ભાઈ તું એમને છોડાવ એમ હીરોજીને કહે છે. સીદ્દી જોહરને દગાનો સંદેહ થાય છે અને કાસમ આવી આ છત્રપતિ શિવાજી નથી પણ જાસુસ હીરોજી છે એમ જાહેર કરે છે. વીર હીરોજી તલવાર લઈ શત્રુ સૈન્ય પર તૂટી પડે છે ને ઘવાય છે. ત્યાં તેની મદદમાં વીરનારી ગજરા આવી અપૂર્વ વીરત્વ બતાવે છે. સીદ્દી જોહર વિશાળગઢ જતા શિવાજી મહારાજને પકડવા સૈન્ય લઈ જાય છે પુતળા હીરોજીના મસ્તકેથી નીચે પડેલો મહારાષ્ટ્ર રાજમુગટ લઈ વિશાળગઢ તરફ રવાના થાય છે.

**દશ્ય ૩ જું—જંગલ.**

પાછળ પડેલા શત્રુઓને રોકવા સેનાપતિ બાજી તૈયાર થાય છે અને છત્રપતિને વિશાળગઢ ચાલ્યા જવા વિનવે છે. શિવાજી મહારાજ અગાઉ ગયેલી બાજીનો વિચાર કરી હીરોજી અને ગજરાના થયેલા મૃત્યુનો શોક કરે છે. દુશ્મનો નજદીક આવી પહોંચ્યા છે એમ જાણી બાજી શિવાજી મહારાજને જલ્દી ચાલ્યા જવાનું કહે છે અને કિલ્લા પર પહોંચો કે તરતજ પાંચ તોપો ફોડી ઈશારો કરજો એમ જણાવે છે, સેનાપતિ બાજી અને શિવાજી મહારાજની છેલ્લી મુલાકાત અને છત્રપતિની વિદાયગીરી, પાવનપહાડીના રસ્તે દુશ્મનોને રોકવા બાજીનું ગમન. ત્યારબાદ સીદી જોહર અને સરદાર ફાજીલ વચ્ચે ગરમાગરમ તકરાર અને શિવાજીને વિશાળગઢ જતાં કેદ પકડવાનો મક્કમ વિચાર.

**દશ્ય ૪ થું—પાવન પહાડીની ખીણ.**

પાવન પહાડીની ખીણના સાંકડા રસ્તામાં દુશ્મનોના હુમલા રોકતો સ્વામિભક્ત વીર સેનાપતિ બાજી દેશપાંડે શત્રુઓના પ્રબળ હુમલા સામે ટક્કર ઝીલે છે. મુઠ્ઠીભર મરણીઆઓને લઈ દુશ્મનોને હંફાવે છે અને ઘાયલ થાય છે છતાં લડે છે. અપૂર્વ વીરત્વ બતાવી છત્રપતિ કિલ્લા પર પહોંચ્યાના ઈશારાની પાંચ તોપોના અવાજ સાંભળ્યા પછીજ સ્વર્ગે સંચરે છે. છત્રપતિ શિવાજી છટકી જવાથી સીદી જોહર અને ફાજીલ ખીજાય છે.

**દશ્ય ૫ મું—હાસમનો તંબુ.**

કેદ પકડાયેલી જાસુસ તુલશીને છોડાવવાની ચાલાક કાનોજીની ચાલાકી. સુરમો વેચવાવાળાના પોષાકમાં તુલશીને સંકેત કરી જવું અને ત્યારબાદ

ગે.ર બની ફરીથી હાશમને શાદી કરવાના લોભમાં ફસાવી તુલશી અને કાનોજીનું નાસી જવું ત્યારબાદ કાસમનું આવવું અને હાસમની ફજેતી. ગજમુગટ લઈ જતી પુતળા સાથે હાસમ કાસમનો ભેટો થાય છે એટલામાં મરાઠા સરદાર હંબીરરાવના હાથે હાસમ-કાસમનો નાશ થાય છે હંબીરરાવ પુતળાને લઈ વિશાળગઢ જાય છે.

## દશ્ય છઠ્ઠું—વિશાળગઢનો દરબાર.

સ્વામિભક્ત વીર દંપતી હીરોજી ને ગજરા તથા સરદાર બાજી દેશપાન્ડેની દિવ્ય સ્વામિભક્તિની શિવાજી મહારાજે કરેલી પ્રશંસા અને તેમના વીર મૃત્યુના શોકોદ્ગાર. સેનાપતિ બાજીના પુત્ર બાવાજીને સેનાપતિ પદ આપવું અને તેમના વંશમાં એ પદ વંશપરંપરા ચાલુ રહે એવું ફરમાન. માતા જીજાબાઈને પુતળા પ્રણામ કરે છે. માતા જીજાબાઈ તેને "સૌભાગ્યવતી થા બેટા" એવો આશીર્વાદ આપે છે; શિવાજી મહારાજ ચમકે છે અને કહે છે કે આ દેશદ્રોહી કાલોજીની પત્ની છે. અંતિમે માતૃ આશીર્વાદનું પાલન કરતા શિવાજી મહારાજ કાલોજી અને પુતળાને ક્ષમા આપે છે. અને તે સાથે પ્રયોગની પૂર્ણાહુતી થાય છે.

શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !

# સ્વામિ ભક્તિ.

અથવા

## બાજી દેશ પાન્ડે.

---

સૂત્રધાર— ૧

શ્રીવર સ્વામી, વિભુવરદાયી.
જગજન પાલક, ભવભય હારક.
નમન કરૂં ગુણ ગાઈ—શ્રીવર.
કર સહાય તવ ચરણ શરણ છું
વિપદ્ હરો શિર છાઈ
તન મનના ત્રય તાપજ ટાળો.
દીનદયાળ ! સુખદાયી—શ્રીવર.

નટી— ૨

અવતારી મનાયા રાજવીશરા ક્ષત્રી જાયા.
બુદ્ધિ બળને રણ કુશળતા બન્ને ગુણ સમાયા.
જેનાં વીર ચરિત્ર સાંભળી જગત જન હરખાયા
નરપતિ એ આદર્શ શિવાજી જેનાં ગાન ગવાયાં,
સ્વધર્મ સાથે સ્વદેશ રક્ષા કરી કીર્તિ કમાયા.

દરબારી— ૩

તાજ અવિચલ રહો, શાહહો આબાદ સારી સરકારી
અમીરી સદા સર છાયે
અપની આદીલ શાહી આબાદી છાઈ હયે આજ રાજ
અમન ચમનકરે.—તાજ૦
પ્યારા પુરન તોરા શાહી અમલ હયે
હો આલીશાન દુઆ મીલે સબકી
ગાયે ગાયે સકલ ગુન ગાંયે—તાજ અવિચલ રહો.

વારાંગના— ૪

કીસીકે પરદેમેં જાન લેલી; કીસીકો દરદરફીરાકે મારા
તેરી અદાઓને રશ્કે લયલા, હરેકકો મજનુ બનાકે મારા.
તુમારે અયબાજ કે હયે કુરબાન તુમારે ચીતવન કે હયે તસ્સદુક,
કીસીકો મારા દીખાકે સુરત, કીસીકો સુરત છીપાકે મારા.
દીખાયે મસજીદ મેં અયસે જલવે કે જાનખો બયઠે સબનમાજી,
ખુદાકે બંદોકો તુને જાલીમ ગજબ હયે ગરમે ખુદાકે મારા.
વોહી હો તુમ જાનતા હું તુમકો લગાકે ઈલ્જામ સો તરહકે,
કીસીકી ખીંચવાઈ ખાલ તુમને કીસીકો સુલી ચઢાકે મારા.

પુતળા— ૫

રસિક હૃદ સ્નેહે ઘેલાં થાયે રસરાજ
હે જીવન સુકાની છો મારા શિરતાજ.
આવોજી આવો શાને સતાવો,
ભૂલી ગઈ નિજભાન.
નાથ જૂદાઈ કેમ સહાયે
પ્રાણ પતિ પ્રિય પ્રાણ.

પુતળા-ગજરા- ૬

દુનીયા આપે જેને માન દરબારીનાં ઉંચાં સ્થાન,
રાજ્યનું એને હાથ સુકાન.
યુક્તિથી નિર્ણય કરનારા સ્વદેશનું નિશાન,
સૈનિક કરતાં દરબારી છે શ્રેષ્ઠ અને શ્રીમાન્.
દેશ ભક્ત છે શૂર સિપાઈ કર્મવીર બળવાન,
સ્વામિની સેવામાં સૈનિક જાન કરે કુરબાન.

ગજરા— ૭

અમર હો સ્વામિ જગ ઉજીયાળી કીર્તિ તમારી
વિપદ્ વિદારી દીન દાસી કીધી આભારી.
અભિલાષા એજ અમારી,
થાય તમારાં પૂરાં કામ—અમર હો.

તુલશી-કાનોજી-- ૮

વાગી જાશે આ નૈન કટારી
મારી સામે ન જોશો (૨)—વાગી.
જાસુસી કરનારી આછે ઘરવાળી મારી;
કેવી તેજી તલવાર છે બેધારી
આ મનહરનારી---વાગી.
જોશો તો જખમી થશો, ઘાવ નહિ રૂઝાય;
એ ઘાને રૂઝાવવા, નથી કોઈ ઉપાય
વસમા એના ઘાવ છે, વસમી એની ધાર;
આરપાર ઉતરી ગઈ, તારી નૈન કટાર.

તુલશી-- ૯

મીઠાં મીઠાં વચનોનાં બાણ, વિંધે પ્રેમીના પ્રાણ.
દિલડાનાં ડોલન છે, ઉભરાતાં યૌવન.
આ લોચનીયાં ઘેને ઘેરાય છે-મીઠાં.

કાનોજી-આવે પેટમાં ઉછાળો, થવો આ ગોટાળો;
આંખ ચાળેથ આ જુદો જણાય છે.

હાસમ—હું પ્યારકા ઈજારદાર, ઓરતકા ઠેકેદાર.

તુલસી—........હઠો જોબન ખજાનો લૂંટાય છે.

કાનોજી—..........મારી બાયડી આ બીજો લઈ જાય છે-
મીઠાં.

ગજરા— ૧૦

દુઃખ સમય ધરી ધીરજ
શુદ્ધ જીવન ગાળે
નિશદિન સજ્જનજન નીતિને નિહાળે.
શરા ટેક અચળ અડગ રહી પાળે.
સંકટ સહન કરી જીવન ઉજાળે.

ગજરા— ૧૧

અવિચારી ડગ ન ભરીયે નાથ:
સ્વામિ સેવા છાંડતા પાપી નિમકહરામ,
દેશદ્રોહીએ વિશ્વમાં થાયે છે બદનામ;
ઠરી ન બેસે ઠામ—
સત્યપ્રકાશ અસત્યનો હરે ગાઢ અંધાર,
સત્ય સહાયક શ્રી હરિ સૃષ્ટિ સરજનહાર;
કષ્ટ હરે કિરતાર—
સ્વામિના કટુ વચનથી થાય નહિ અપમાન,
વફાદાર સેવક સદા ધરે વફાનું ધ્યાન;
ભૂલી ગયા શું ભાન—.

# અંક ૨ જો.

વારાંગના— ૧૨

ગુરૂ બીન કયસે ગુન ગાવે
ગુરૂ ન માને તો ગુન નહિ આવે
ગુનીયનમેં બેગુની કહાવે.
માને તો રીઝાવે સબકો
ચરણુ ગ્રહે સાદે કીન કે જબ
આવે અચપલ તાલ સુર—

વારાંગના-- ૧૩

સાકી તું અહેલે બજમકો રંગ દે શરાબસે
રંગે શફક હો આંખમેં ઇસ આફતાબસે:
પાની કે બદલે આજ હો બારીશ શરાબકી,
કરનાયે મીલકે અર્જ ફરીસ્તો સહાબસે.
ખુલી હયે બોતલ ભરે સાગર
શરાબ મહેફીલ મેં ચલ રહી હય
ગીલાસ ભરભરકે દે રહે હયે તબીયત અપની મચલ રહી હય
ઉદુકો દેતે હો જામભર કર ફીર ઉસ્પે તુરાકે મુશ્કરાકે.
તુમારે સરકી કસમ હમેં તો યે બાત. મહેફીલમે ચલ રહી હય
જો શીશા આયે તો સાકી આયે.
જો સાકી આયે તો મય પીલાયે.
ગજબ હય ઈંતેજાર આખીર જાન અપની નિકલ રહી હયે.

તુલશી-કાનોજી-- ૧૪

કાળી કાળી આ જોઇ ભમ્મર તારી તમ્મર આવે
ને આંખો ઘેરાય છે.

ઢાળી ઢાળી આંખલડી મદભર ઢાળી
મારી ખીલતી જુવાની ઉભરાય છે.
કામણગારા આ કાળજાં કોરાય છે,
ઘેલાં ઘેલાં હૈયાં હરખાય છે,
તારી બોલીનાં બાણુ વાગી જાય છે. હાય—
અજબ મોહિની આંખમાં, ચતુરા ચિત્તની ચોર:
સોંપી તારા હાથમાં, મારા દિલની દોર:
અડશોમા આઘા રહો, વ્હાલા લ્હેરી લાલ:
સોંઘો ને સફરો નથી, આ છે મોંઘો માલ—

લાસમ-કાનોજી— ૧૫

બાંકે છેલા સીપઇયાં ન છેડોજી સૈયાં બસ જાઓ (૩)
તેરી તીરછી નજરીયાં હયે પતલી કમરીયાં પ્યારી આઓ (૩)
ખીલા જોબનકા ગુલશન પીયારા
મોહે કાહે સતાઓ સુજાન.
તું લાલ લડ્ડુ હયે લખનૌકા મયતીછન છોટી હું છૂરી,
ખટ્ટી મીઠી તું ચટની હયે મય હું ચીવડા સોલાપુરી:
કીયા બે જાન નેનકે લગાય મોહે બાન.

પુતળા— ૧૬

પ્રવીણ હું ચપળા ચતુર સુજાણ.
મધુરે બોલી મારું બાણ.
દરબારીની દુલ્હન હું છું દાવ પેચ રમનાર.
પ્રપંચની હું જાળ બીછાવી સપડાવું શિકાર
ખુલે ભેદ તમામ ખુશામત સાધન શ્રેષ્ઠ ગણાય.
ખુશામતે ખુદાને પ્યારી ધાર્યું સર્વે થાય.

ભેટ આ કર કંકણોની આપને ચરણે ધરૂં,
માલિકને માટે કહો તો પ્રાણ મારો પાથરૂં,
સ્વામિ ભક્તિમાં કર્યું સૌભાગ્યનું બલિદાન છે;
દેશ ભક્તિનું અમારા હૃદયમાં અભિમાન છે,
પ્રાણ સાટે ધર્મ છે ના પ્રેમની પરવા કરૂં,
મુક્તિનો એ માર્ગ છોડી હું નહિ પાછી ફરૂં;
કામ આવે આપને તનની ઉતારૂં ચામડી,
જીવનના શ્વાસ છેલ્લા સ્વામિ ભક્તિના ભરૂં.



# અંક ૩ જો.

---

કાસમ—　　　　　　　૧૮

તસ્વીર તેરીજાની મુજકો રહી ભુલાઈ,
દર્દે જીગરકી તુમહો અય દિલરૂબા દવાઈ,
કૈસા ગજબ કીયા હયે અયજાન હુસ્નવાલા,
ઉલ્ફતકી રાહ તુને અય જાનેજાં દિખાઈ,
સદકે જાન કરે સદા આશીક જાંની સાર;
તડપ તડપ મર જાયેંગે જુદાઈમેં દિલદાર,
વસ્લે શરાબ તુને મુજકો નહિ પીલાઈ,

કાનોજી —　　　　　　　૧૯

સુરમા આંખોકા અંજન બેચું દાંતોકા મંજન;
સુરમા સચ્ચે મોતીયોંકા મંજન ખુશબોદાર
ખરીદલોયે સુરમા મેરા શૌકીનકે સરદાર

× × × × + × ×

લાયા બઢીયા માલ ઈસ્કા નામ મુલ્ક મશહુર
શૌકીન સુરમા વાલા મેરા ગામ હય સોલાપુર

× × × × × × ×

અંજલ કરલે આંખોમેં બુઢ્ઢા હો નૌવજવાન
અંધાહો ફીર ભી વોહ યહાંસે દેખે અરબસ્તાન

કાનોજી-તુલશી—　　　　　૨૦

આવે દાવ સોગઠી મારે બગડી બાજી જીતી જાય
ભાયડાની વાતો ન્યારી.

કે સાહસ કરનારી, જેના ભેદ નહિ સમજાય.
બાયડીની પણ બલિહારી
હોય ગમે તેવા પણ મર્દો મૂછાળા કહેવાય,
મૂછના પાણી સામે સ્ત્રીનાં પાણી ઉતરી જાય;
ભાયડાની વાતો ન્યારી.
ધાર્યું પોતાનું કરનારી નારી જાત ગણાય,
એક ચોટલાવાળીથી આખી આલમ અંજાય;
બાયડીની પણ બલીહારી.

સર્વે— ૨૧

જગ પર યશદાયી કરજે વિભુ.
ભારતી તારી લીલા ભૂમિ,
સુખ છાયે સોહાયે વરદે વિભુ,
પ્રિય પુનિતપ્રભુ વરદે,
તુછે દિવાકર હો જ્યોતિ તારી ઝગે
વરદે વિભુ.

**સમાપ્ત.**

નીચે લખેલાં પુસ્તકો મુંબઇ ગુજરાતી નાટક મંડળી જ્યાં મુકામ હોય ત્યાંથી રોકડી કીમતે મળશે. વી. પી. થી મોકલવામાં આવશે નહી.

૧ સૌભાગ્ય-સુંદરી
વિક્રમ ચરિત્ર.
[illegible]તા.
મધુ બંસરી.
૫ સુધા-ચંદ્ર.
૬ સ્નેહ--સરિતા.
૭ મેઘ--માલિની.
૮ આનંદ--લહરી.
૯ પ્રતાપ--લક્ષ્મી.
૧૦ કુલીન--કાન્તા,
૧૧ હરિશ્ચંદ્ર.
૧૨ કનક--તારા.
૧૩ કુંદબાળા.
૧૪ ચંદ્રા ૧૫ રાજ--બીજ.
૧૬ મેવાડનો પ્રતાપીચંદ.
૧૭ દુઃખી બાળ બ્હેન.
૧૮ પ્રેમકળા.
૧૯ માનસિંહ--અમરસિંહ.
૨૦ મુગરાજ સોલંકી,
૨૧ સુંદર--વેણી.
૨૨ રસીક--મણી.
૨૩ બારિસ્ટર.
૨૪ રામ ચરિત્ર.
૨૫ વ્રજરાજ.
૨૬ પુષ્પસેન--પુષ્પાવતી.
૨૭ નૃસિંહાવતાર.
૨૮ તિલક કુમાર.
૨૯ કરણ ઘેલો.
૩૦ વીર મંડળ.
૩૧ મોહીની.
૩૨ જહાંગીર શાહ ગૌહર.
૩૩ અજબ કુમારી.
૩૪ નળ--દમયંતી.
૩૫ લલિતા દુઃખદર્શન.
૩૬ લક્ષાધિપતિનો રમણ.
૩૭ સંગતનો રંગ.
૩૮ ઢોંગોડસરત

૩૯ [illegible]
૪૦ [illegible] કુમારી.
૪૧ નંદ બત્રીસી.
૪૨ [illegible] હીરજી.
૪૩ ચંદ્રકલા.
૪૪ વસંત--લીલા.
૪૫ સંપનાં ફળ.
૪૬ વિલાસીલા.
૪૭ તિલસ્મી [illegible]
૪૮ કૃષ્ણ ચરિત્ર.
૪૯ દેવકન્યાં.
૫૦ નવલ--કુસુમ.
૫૧ ખાનદાને ગુલ.
૫૨ રામ--રત્ન,
૫૩ શકુંતલા.
૫૪ ભદ્રાભામિની.
૫૫ નિર્મળા.
૫૬ હોંસીલી હીરા.
૫૭ શ્રી દેવી.
૫૮ કનક-કિશોરી.
૫૯ ગુમાન--તારા.
૬૦ નાગમતિ.
૬૧ જહરી અંગુસ્તરી.
૬૨ સૌભાગ્યનો સિંહ,
૬૩ સાજન લક્ષ્મણ.
૬૪ ભારત સંતાન.
૬૫ વીર માનસિંહ.
૬૬ મોહક મહિલા.
૬૭ કુમળી કળી.
૬૮ જમાનાનો રંગ.
૬૯ રાઇનો પર્વત.
૭૦ કા[illegible] કન્યા.
૭૧ કાશ્મીરનું પ્રભાત.
૭૨ કુદરતનો ન્યાય,
૭૩ સ્વામિભક્તિ.
૭૪ કીમિયાગર.
૭૫ કુળદીપક.
૭૬ બાપના બોલ,